श्री.

# चंद्रहास नाटकनां गायनो.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે.

બનાવનાર.

## वाघजी आशाराम ओझा.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## मूळजी आशाराम ओझा.

આવૃતિ છઠ્ઠી.



સુરત.

દેશી મીત્ર એનજીન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

કિંમત બે આના.

# ચંદ્રહાસ નાટકની



## સંક્ષેપમાં હકીકત. ૧૬૨૮

---

**કુન્તલપુર**—આરંભમાં કૌન્તલરાયની રાણી યોગીની વટસાવિત્રીનું વ્રત હોવાથી તે વિધિમાં ગુંથાણી છે.

**ચંદ્રહાસની ઉત્પત્તિ**—અંગદ દેશના રાજા સુધાર્મિકસેનને ઘેર એક કઠીન ગ્રહનો પુત્ર જનમ્યો હતો, તેને એક પગે છઠ્ઠી આંગળીરૂપી અમંગળ ચિન્હ હતું. થોડા વખતમાં તે રાજાનું રાજ શત્રુઓથી પાયમાલ થતાં તેને એક રાજદાસી લઇ ભાગી છુટેલી, તે કૌંતલરાયના નગરમાં આવી રહેલી, ને ત્યાં તેણે ચંદ્રહાસને ઉછેરી મોટો કર્યો, પણ તે દાસી અકાળ મૃત્યુ પામતાં તે રાજપુત્ર એક કંગાળ ભિક્ષુક જેવી સ્થિતિમાં કુન્તલપુરની અંદર જ્યાં ત્યાં ફરી પેટ ભરતો હતો.

**કૌંતલરાય**—કુંવરી ચંપકમાલીની જેને ચંદ્રહાસ આગળ જતાં પરણ્યો હતો તેનો પિતા-કૌંતલરાયને યોગીની નામની એક મહાપતિવ્રતા રાણી હતી, ધૃષ્ટબુદ્ધિ નામે પ્રધાન, ત્રીકમલાલ નામનો જુના કારભારી પદમાંથી ખસેડેલો એક વફાદાર નોકર ને હીરજી નામનો એક લુચ્ચો મહેતો, એ પ્રમાણે ત્રણ હમેશ તેની પાસે આવજા કરનારા રાજકીય માણસો હતાં.

**કુલિંદસિંહ**—કૌંતલરાયનો ખંડીયો રાજા, પણ તેની સાથે એક મિત્રનો સંબંધ ધરાવતો હતો, તે એક વખત તેને મળવા

આવેલો, બે ત્રણ દિવસ રહી પોતાને દેશ જવાની જરૂરીયાત હોવાથી તેનો વધુ આગ્રહ માન્ય ન રાખ્યો, પણ જ્યારે રાણી યોગીનીએ બહુ દીનતાથી વિનંતિ કરી, ત્યારે લાચારીની સાથે બે દી રોકાણો, તેનું પરીણામ લુચ્ચો હીરજી એવું માઠું લાવ્યો કે રાણીને રાજાના મિત્ર કુલિંદસિંહથી છુપી મોહોબત છે, એવો વેહેમ કૌંતલરાયના દિલમાં પેસાડયો.

ધૃષ્ટબુદ્ધિ પ્રધાનની પુત્રી વિષયાનો ચંદ્રહાસ વર થશે એવું ગાલવમુનિનું ભવિષ્ય કથન, પ્રધાન ધૃષ્ટબુદ્ધિને ત્યાં વ્રતોદ્યાપન, હવનહોમ ને બ્રાહ્મણ ભોજન હોવાથી ચંદ્રહાસ ત્યાં જઇ ચડેલો, બ્રાહ્મણોને જમ્યા બાદ દક્ષિણા આપતી વખતે ચંદ્રહાસને તેણે તેમાંથી ટાળ્યો, જેથી પાસે ઉભેલા મહાત્મા ગાલવમુનિએ તેને પણ આપવા આગ્રહ કર્યો, ઋષિનો અનાદર કરતાં ગાલવમુનિએ ચંદ્રહાસનું ભવિષ્ય તેને કહી સંભળાવ્યું, કે આ છોકરો આગળ જતાં તારો જમાઇ થવાનો છે ને તે તારી સંપત્તિ ભોગવશે, મદાંધ કુલાભિમાની ધૃષ્ટબુદ્ધિ આ કંગાલ છોકરો પોતાનો જમાઇ થશે એવું સાંભળી નખશીખ ક્રોધાતુર થઈ ગયો, ને બ્રાહ્મણોને હલકાં વચનો કહી કાઢી મુકયા.

ચંદ્રહાસનો ઘાટ ઘડવા ધૃષ્ટબુદ્ધિએ કરેલો ઉપાય, પ્રથમ તેણે મીઠાં વચનથી તે છોકરાને મેળવી લઇ પોતાને ઘેર ચાકર રાખ્યો, ને મારાઓને ઠરાવી વાડીએથી પુષ્પ લઇ આવવાને બહાને અરણ્યમાં મોકલ્યો.

કૌંતલરાયનાં રાણી યોગીનીને કિલ્લામાં કેદ—રાજાને પડેલો વેહેમ, લુચ્ચા હીરજીએ વીંટીનો પ્રપંચ લગાડી એવો મજબુત કર્યો કે આખરે રાજાએ એ ગર્ભવતી રાણીને કિલ્લામાં કેદ કરી, ત્યાં તેને પુત્રીનો પ્રસવ થયો, જેનું નામ ચંપકમાલીની પાડયું હતું.

**ચંદ્રહાસ** અરણ્યમાં મારાઓના હાથથી બચી ભાગ્યોદયને પ્રાપ્ત થયો, ચંદ્રહાસ એક ધીરજવાન રાજપુત્ર પૂર્વનો સંસ્કારી ઇશ્વરનો પરમ આસ્તિક હતો, મારાઓએ મારતી વખતે ચંદ્રહાસે ઇશ્વરની પ્રાર્થના કરી, જેથી તત્કાળ તેમના દીલમાં દયા ઉત્પન્ન થઇ, તેથી તેમણે તેની છઠ્ઠી આંગળી જે અનિષ્ટપણાનું ચિન્હ તેના ભાગ્યોદયમાં આડું આવતું હતું. તે કાપી લઇ તેને જવા દીધો. તે વખતે ઉપર કહેલો ચંદનાવતીનો રાજા કુલિંદસિંહ શિકારે નિકળેલો, તે ત્યાં આવી ચડતાં આવા તેજસ્વી છોકરાને વેરાન અટવીમાં નિઃશંક ઉભેલો જોઇ તેની હકીકત પૂછી, ઉત્તર સાંભળી તેને એવો સંતોષ થયો કે તે અપુત્ર રાજાએ તેને પોતાની નગરીમાં લાવી ભણાવી ગણાવી આનંદ ઉત્સવની સાથે પાટપર બેસાડયો.

**રાજકુંવરી** ચંપકમાલીનીના સંબંધમાં ગુજરેલી બીના કેદખાનામાં જન્મેલી કુંવરી કાંઇક મોટી થતાં તેને રાજાની નજરે લાવવાને ને ઉપાયથી રાણી તરફ વૃત્તિ વાળવા ત્રીકમલાલની ભાર્યા સુમન એક બહાદુર ભણેલા ગૃહસ્થની વહુએ હામ બાંધી ને તે પ્રમાણે તેને શણગારી કચેરીમાં લઇ ગઇ, પણ તેથી ઉલટો રાજાનો કોપ વધ્યો, અને તેને એક વેરાન ટાપુની અંદર મુકી આવવાનો હુકમ થતાં વફાદાર ત્રિકમલાલ છુપી ગોઠવણથી તેને કુલિંદસિંહને ત્યાં જઇ મુકી આવ્યો.

**ચંદ્રહાસ** વિષયાને શી રીતે વર્યો—ધૃષ્ટબુદ્ધિ પ્રધાન કુલીદસિંહને ત્યાં ચડેલી ખંડણી ઉઘરાવવા આવ્યો, ત્યાં ચંદ્રહાસને રાજગાદીએ બેઠેલો જોઇ, મારાઓએ દગો દીધો જાણી, અંતરમાં બહુ દાઝ પ્રગટી પછી એક નવો યુક્તિ કાઢી એક પત્ર પોતાના કું॰ મદનજપર લખી બીડી ચંદ્રહાસ સાથે મોકલાવ્યો, તેમાં તેના

પુત્રને એવી સૂચના કરેલી કે તું મુહૂર્ત, ઘડી, પળ, વાર કાંઇ જોવા ન રહેતા પત્ર લાવનારને " વિષ " દેજે.

" વિષ " માંથી વિષયા કેમ થઈ—ચંદ્રહાસ બગીચામાં સુતેલો, ત્યાં વિષયા કુંવરી તેને જોતાંજ મોહ પામી, અને બારીકપણે આસપાસ નિહાળતાં એક પત્ર તેની પાસેથી હાથ લાગ્યો, જેનીઅંદર તેના ભાઇપર " વિષ " દેવાની ભલામણ પોતાના પિતાએ લખેલી હતી. પિતાની સરત ચુક થએલી ગણી નેત્રમાં સારેલા કાજળથી તેણે " વિષ " ની જોડે "યા" અક્ષર ઉમેરી "વિષયા" દેજે એમશબ્દ પુરો કરી તે પત્ર પાછો તેના ગજવામાં મુકી દીધો. ચંદ્રહાસે જાગ્રત થઇ નગરમાં જઈ તે પત્ર મનોજ કુંવરને આપતાં તેણે ગાલવમુનિના અનુમતથી તાબડતોબ વિષયા ચંદ્રહાસને વરાવી દીધી.

ધૃષ્ટબુદ્ધિનું સ્વારીમાંથી પાછું ફરવું—ધૃષ્ટબુદ્ધિએ કુલિંદસિંહપર ખાનગી દ્વેષથી જુલમ ગુજારી તેનું રાજ જપ્ત કર્યું, પણ જ્યારે તેણે વિવાહની મોજ મેળવેલા માણસો ત્યાં આવી ચડતાં તે દ્વારા સાંભળ્યું કે તેના કુંવરે ચંદ્રહાસને વિષ દેવાને બદલે વિષયા વરાવી દીધી. ત્યારે તેણે લાચાર બની કુલિંદસિંહને રૂબરૂ બોલાવી પસ્તાવો જાહેર કર્યો, તેને તેનું રાજ પાછું સોંપ્યું, ને પોતે કુન્તલપુર ત્વરાથી આવ્યો, હકીકતથી વાકેફ થતાં દૈવેજ પોતાની મુરાદ વણસાડેલી જોઇ તે છોકરાને પાછો મારવાનો ઉપાય શોધી કાઢયો દેવીને મંદિરે મારાઓને આગળથી મોકલી ત્યાં થાળ ધરવાને બહાને ચંદ્રહાસને મોકલ્યો.

કાંતલરાયને રાણી યોગીનીથી છેડું પડાવનાર હીરજીનાં કાવત્રાં ફુટયાં. ત્રીકમલાલે રાણીની હયાતીને હાનિ પહોંચવાનું જોખમ અટકાવવા પોતાને ઘેર છુપી રીતે રાખી રાજા પાસે તેને મરણ પામેલી જાહેર કરી હતી. હીરજીનાં કાવતરાં ફુટતાં તથા તેના પ્રપંચની

ખાતરી થતાં રાજા નિર્દોષ રાણી તથા કુંવરીપર ગુજારેલી હકીકતથી શોકમાં ડુબી ગયો, ને અર્ધ ઘેલછાની સ્થિતિમાં આવી પડયો. ત્રીકમલાલ રાજાને યુક્તિપૂર્વક રાણીનો મેલાપ કરાવી શુદ્ધિમાં લાવ્યો, ત્યાર બાદ તેનો મિત્ર કુલિંદસિંહ ચંપકમાલીની સાથે આવી મળ્યો.

**કૌંતલરાયે** કુંવરી ચંપકમાલીની તથા રાજગાદી ચંદ્રહાસને આપી. ચંદ્રહાસને રૂબરૂ લાવવા કૌંતલરાયે મનોજને હુકમ કરેલો, તેથી રસ્તે તેના હાથમાંથી થાળ પોતે ધરવા લઇ જઇ ચંદ્રહાસને રાજા પાસે મોકલી આપ્યો. ત્યાં રાજાએ ગાલવમુનિની સમક્ષ કુંવરી તથા રાજપદ આપવાનો સંકલ્પ કર્યો.

**દેવીને મંદિર** બનેલો બનાવ—ધૃષ્ટબુદ્ધિ કચેરીમાં આવેલો. ત્યાં ચંદ્રહાસને જોઇ મારાઓ તેના પુત્રને મારી નાંખશે એવો ભય પામી એકદમ દેવળે ગયો. ત્યાં મનોજને મારી નાંખેલો જોઇ પોતે પણ ખંજર ખાઇ પડયો. ચંદ્રહાસ ત્યાં આવી પહોંચતાં પોતાને નિમિત્તે સસરા તથા શાળાના સંબંધમાં બનેલો બનાવ જોઇ પોતે મરવા જતો હતો, ત્યાં જોગમાયાએ પ્રસન્ન થઇ તેને દર્શન આપ્યાં ને તેની પ્રાર્થનાથી તે બંનેને માતાજીએ સજીવન કર્યા પછી, સર્વ રાજમંડળ, ગાલવમુનિ વિગેરે ત્યાં આવી પહોંચ્યા. ધૃષ્ટબુદ્ધિને આવા પરમ પવિત્ર ચંદ્રહાસનો દ્રોહ કરવા બદલ બહુ પસ્તાવો થયો, છેવટે મહાત્મા ગાલવમુનિએ ઇશ્વરના ભક્તનો સદા જય થાય છે, તેનો પરાભવ કરનાર પાછોજ પડે છે, એવો આ પ્રત્યક્ષ દાખલો લક્ષમાં રાખવા તથા પરમેશ્વરપર અનન્યનિષ્ઠા રાખવા કહી સંભળાવ્યું. મહાત્મા મુનિઓનાં વચન કદી ખોટાં પડતાં નથી એ પણ ધૃષ્ટબુદ્ધીને પાકી ખાતરી થઇ.

મૂળજી આશારામ ઓઝા

# મુખ્ય પાત્રોનાં નામ.

ચંદ્રહાસ........................અંગદ દેશના રાજાનો પુત્ર
કૌંતલરાય.......................કુંતલપુરનો રાજા.
યોગિની.........................તેની રાણી.
ચંપકમાલીની....................તેની પુત્રી.
ધૃષ્ટબુદ્ધિ.........................તેનો પ્રધાન.
વિષયા..........................પ્રધાનની પુત્રી.
મદન ઉર્ફે મનોજ.................પ્રધાન પુત્ર.
નથુ............................પ્રધાનનો હજુરી નોકર.
ત્રિકમલાલ........................કારભારી પદમાંથી ખસેડેલો વફાદાર નોકર.
હીરજી...........................એક મેહેતો.
કુલિંદસિંહ.........................ચંદનાવતીનો રાજા કૌંતલરાયનો મિત્ર પણ ખંડણી ભરનાર.
ગાલવમુનિ.......................ભવિષ્યવાદી મુનિરાજ.
વેજારામ.........................તેનો રમુજી શિષ્ય.
તળશીયો........................વેજારામનો ભત્રીજો.
વેલી............................ચંદ્રહાસને લઇભાગેલીરાજદાસી
મનજી, જાદો, વજપાળ..........ફદાયા વેપારીઓ.

કુરી }<br>અગળ } ......................તસ્કરો.<br>વકરમી }

પહેલો કુંવર }<br>બીજો કુંવર } ...............ચંદનાવતીના રાજના ઉમેદવારો.<br>ત્રીજો કુંવર }

તે સિવાય વારાંગનાઓ, રાજ સેવકો, દાસીઓ, બ્રહ્મમંડળ, પ્રતિહાર, વિષયાની સાહેલીઓ, વિગેરે આવે છે.



॥ ॐ तत्सत्परमात्मनेनमः ॥

श्री

# चंद्रहास नाटकनां गायनो.

१

## મંગળાચરણ

શ્રી હરી ૐ વિનવી, શ્રી હરી ૐ વિનવીએ, શ્રી હરી સદા દીઓ.
ભક્તિ પ્યારી—શ્રી હરી.
સારી બુદ્ધિ સ્યામ, સ્થાપો મનહરનામિ, મૂર્ત્તી તારી સુંદર મન
પ્યારી, જે પ્રાણી સુખકારી, વિશ્વ સ્વામી —શ્રી હરી.
ન્યારી કળા નાથ, પેખી પ્રિતમ તારી, પ્રિતી તારી માઇ ન
ગીરધારી, છે જન અઘહારી, જોરે જામી. શ્રી હરી.

૨

ગાલવમુનિ—ધાર્યુંછું હરી ધ્યાન જ્ઞાન મનમાં, સાધી સમાધી વિધી,
સંચું છું પ્રભુપ્રેમ હેમ ઘટમાં, સાચો વિચારી નિધી,
યોગીની વ્રત નેમ જેમ ધરતી, પ્રેમે સદા પાળતી,
તેના કૌંતલરાય નાથ પતિનું, આયુષ્ય લંબાવતી,

૩

સ્રીમંડળ—વટ સાવિત્રિ વ્રત આજ, પુરણ ! કરીએરે,
લઇ કુમ કુમ અક્ષત હાથ, ફળ તો ધરીએરે,
છે પવિત્ર વસ્ત્રો બેન, આપણ અંગેરે,
કરો પૂજન વડનું આજ સૈયર સંગેરે.
વિધિ આ વ્રત તણીરે સાચવો તમો,

તો તો મંગળ તમારૂં થાયરે, આયુષ્ય પ્યારા પતિનું રે વધારશો
શાસ્ત્ર વિષે સુંદરતા શી એની લખી,
તેથી તમારૂં રૂડું થાયરે—આયુષ્ય
કંકણુ કર વિશે ચમકે તમારાં, અંબોડા શિરપર શોભે છે સારા
એ સહુ રેહેશે રૂપાળાં, વ્રતની વિધી સંભાળો:
ઝાંઝરનો ઝમકાર તમારો, લટકો મટકો ને ચટકો તમારો
ખટકો હોય જો પ્યારો—વ્રતની વિધી

૪

**ચંદ્રહાસ**—કૃષ્ણ ચંદ્ર નમું સ્વામિ સુખનારે સિંધુ'
કાલિંદી તીર વાસી, માયા પ્રકાશી,
ગોકુલ વિચરે જગદીશ્વર પ્યારા—કૃષ્ણ.
પાર્થ મિત્ર પ્રત્યક્ષ પ્રભુ છો, લીલા હો ન્યારી,
ન્યારી આપે કરી, મનહર પ્રિય વ્રજ વનમાંહે—કૃષ્ણ.

૫

**વેલી**—હવે હે દિનબંધુ શુંજ કરવું!
હારે દૈવ શો વખતજ આવ્યો, બાલુડો લે બાધા,
રાજકુંવરને સુકારે ટુકડા મળવાના વાંધા;
કેવી રીતથીરે ઉછેરૂં, ક્યાંથીરે અન્ન આપું,
ઉછીતું કોઇ આપે નહીં ને શો ઉધમ સ્થાપું.
કેમ ઉદર ભરવું—શુંજ કરવું.
આજ સુધી મે ફરજ બજાવી, હું છું રાજ દાસી;
કરી યાચના હવે હું થાકી, થઇ છું નિરાશી,
મારા કુંવરને હરી સંભાળો, દેહ એની ખાસી.

મુખ્યો એને નહીં રાખશો, કોઇ દિન અવિનાશી,
મારે ભલે મરવું-શુંજ કરવું.

૬

ચંદ્રહાસ—
હાય અન્ન અન્ન સારૂં જાવું ભટકી ઘરોઘર, મુક ન તું નિત પ્રતિરે માતુ;
નવ કોઇ આપે, સકળ જગત હરી પાલન, વણુ પૂછે કરત એ, મા.
ધર શુદ્ધ હ્રદય શ્રદ્ધા, નહીં નહીં વિસરે પેટ પૂર્ણ અન્ન જલ દે;
મુખ ન માગવું કાંયરે માતુ-હાય.

૭

ચંદ્રહાસ—હતો માને પેટે. પરમ રસ દઇ પોષણુ કર્યું,
વળી જાયા પેલાં, જનુની ઉરમાંહે પય ભર્યું;
રચી છે જેણે આ, સકળ જગ નીતિ ચિત ધરી,
મુનિ તેને તો છે, જીવન મુજચિંતા મન ખરી,

૮

બ્રાહ્મણો—
હાંરે ઋષિઓ ચાલો, ઓઢો પીતાંબર શાલો. ભોજન છે દીઓ દોટો,
( ૨ ) યજ્ઞ થાય પ્રધાન ઘેર મોટો. ટેક.
હાંરે બાવીશ લાડુ, ભલેને ઠલવે ગાડું, તોપણ આવે તોટો, (૨) યજ્ઞ.
હાંરે વીશ પત્રાળી,ક્ષણુમાં થાએ ખાલી, ઉપર ઘીનો લોટો. (૨) યજ્ઞ.
હાંરે છકમ છક્કા, હાંરે રઇએ પક્કા, ભલેને આવે ખોટો. (૨) યજ્ઞ.
હાંરે પુરણુ ધરાઉં, તોપણ ઉપર ખાઉં, આપે ઘોતી જોટો. (૨) યજ્ઞ.
હાંરે ખાઇને જઇએ, શીખજ પુરી લઇએ મંત્રે વાળી ગોટો. (૨) યજ્ઞ.

૯

**ચંદ્રહાસ—**

ચાલો દર્શન ભોજન કરશું, બ્રહ્મમંડળની ભેળા ભળશું,
યજ્ઞ વિધિને આંખે જોશું, સ્થાપન દેવોનાંય,
જોઇએ કેવી ધર્મ આસ્થા છે એ સચીવ માંય—ચાલો.
યજ્ઞ પ્રસાદી પામી કરવી, પવિત્ર મારી દેહ,
સદા આરાધું શ્રી હરીને ક્ષણ ક્ષણ ખબરજ લેહ—ચાલો.
ગાલવ બાપો બહું બહુ મારી રાખે છે સંભાળ,
જમવા રમવા સારૂં ટાણું, આપે દિન દયાળ—ચાલો.

૧૦

**તલશીઓ—** બન્યા આજે શેઠીયા, હતા ભિક્ષુ વેઠીયા,
સોના તણાં દાન દીધાં, શાલ ને દુશાલા લીધા,
એ સિદ્ધ બન્યો તો ગયું, તેમાં મારૂં કામ થયું.
ન્યાલ આજ અમને કીધાં બંદા મેહેલે પેઠીયા—બન્યા.
હીરા વેઢ વીંટી પેહેરી, અમે મોટા એક ઝવેરી,
એ સિદ્ધ બન્યો તો ભુખ્યો રહેશે,
બંદા આમાંથી કાંઇ ન દેશે,
ખાઇએ દુધપાક લાડુ કેરી, છોગાવાળા ફેંટીયા—બન્યા

૧૧

**કૌંતલરાય—**

યોગીની પ્રિયા શોભતી, છે આ તરૂણીની મુજમાં મતિ—યોગી.
વ્રત નેમ પુરાં થયાં કે અધુરાં, કહો પ્રિયા શી છે સ્થિતિ
પ્યારી મારી, કહો પ્રિયા શી છે સ્થિતિ—યોગી.

**યોગીની—**

વ્રત નેમ પુરાં નથી રે અધુરાં, પ્રત્યક્ષ આવ્યા પતિ,
જ્યારે પાસે પ્રત્યક્ષ આવ્યા પતિ, ધો કૃષ્ણ સૌ જન્મ;
કૌંતલપતિ, છે આ તરૂણીની તેમાં મતિ—ધો કૃષ્ણ

યોગીની— ૧૨

પરમ સુમિત્ર મારા પ્રીતમના પ્યારારે, રેહેશો નહીં તો દઉ સોગન
હુ મારારે.
ષડ વિધી મિત્રતા લક્ષણુ જાણો, આગ્રહ અંતર તણો ઉર ધારોરે
મેં પણ ખાતર કરી ન તમારી, ભોજન જમાડયાં નથી કરી
સારાં સારાંરે—પરમ.

કુલિન્દસિંહ ૧૩

થતો રે દુ:ખદ કલેશ સહુને, ઘર વિશે મનમાં સહુને કેમજ
મુકું મિત્ર ભૂવનને.
એક તરફથી મિત્ર વળગતો, બીજી તરફ બેન મારા—કેમજ.
મન મુશ્કેલી ઉપજી છે મોટી, કેમ ચાલું કરી ન્યારાં—કેમજ.

ગાલવ— ૧૪

મુનીઓનાં વચન તેનું ગણ્યું ના વજન, તેનો આવે છે રે દિન.
દેખાડું.
કરે ખોટું તું ગુમાન, તારૂં તોડું અભિમાન, વેલા મોડી જોડું જાન
સૌમ્ય— દેખાડું.
મુની રાખો પુરી હામ, સાથે હુંને વેજારામ, પાર પાડવું છે કામ
ગાલવ— દેખાડો.
નથી પ્રભુતણો દાસ, ક્યાંઇ પામ્યોરે વિનાસ, કેવા સાય અવિનાશ
સૌમ્ય દેખાડું.
મુની વચન પ્રમાણ, પાછો પડે આ પ્રધાન, બન્ને કાઢે એનો જાન
દેખાડો.

**વિષયા** ૧૫

શાણો પૂરો આ પૂરો શાણો છે, નીતિ વચન મુખ શાં સંભળાવે.
વેશ કંગાલનો વસ્ત્રમાં ભાસે, પણ ઉત્તમ કુળ એ ઓળખાવે--શા.
દિવ્ય કાંતિ છે દેહની કેવી, રાજકુંવર તન તેનું જણાવે—શા.
પ્રશ્ન કરીને પૂરોરે જોણું, મોહની મુજપર એ ઉપજાવે—શા.

**ચંદ્રહાસ—** ૧૬

જેણે પત્ર પુષ્પ લઇ હશે પ્રભુને પુજીયા,
જેણે પુત્રી રંભાદાન પુરવ ભવમાં આપીયાં.

વીધિ અંક રૂડા ભાળ, જે હશે મતિ વિશાળ, જેને પ્રસન્ન દીનદયાળ,
નશીબ નિરમિ રાજબાળ, જેહ ભાગ્યશાળી ભવલલાટ વૈભવી હશે.
તે તમારો કરગ્રહીને તમોને પરણુશે.
પુન્ય પુંજ જેહના ઉદય થયાં હશે બહુ, જેણે તપ તપીને રીઝવ્યા,
હશે દેવો સહુ, જેને ભક્તિતણો નેમ, રૂક્ષ્મણી પતિનો પ્રેમ;
કરે એહ જેનું ક્ષેમ, તેને પ્રાપ્ત લતા હેમ, વાસુદેવ કૃષ્ણ,
ચંદ્રની કૃપા હશે ઘણી, રૂપ સુંદરી તમારો તેને સ્થાપશે ધણી

**ચંદ્રહાસ—** ૧૭

રે ના બોલો આવી વાત, દિલમાં શું વિચાર્યું,
શું રે કલંક દેવું રે, આ શુણુશે જો તમ તાત,
થાશે તો મહા ઉત્પાત, કાઢે મુને મારી લાતરે-રે ના.
હું નોકર છું તમદાસ, મારો શો ધર્મજ ખાસ,
આવું શુણતાં હું ઉદાસરે-ના બોલો.

**વિષયા** ૧૮

ડર માં તું દિલ સાથ છોકરા, ડર માં તું દિલ સાથ;
તુંને કોઇ ન મારે લાત—છોકરા. ટેક.

તુંને સંભાળું, પ્રીતિથી પાળું, ચાલ તુંને મારા મેહેલ દેખાડું;
ઘરેણાં વસ્ત્ર સારાં સારાં કાઢું, ચાલ તું જો મારા મેહેલનાં ચિત્રો.
રમકડાં રૂડાં ન્યારાં વિચિત્રો, ચાલ્યો આવ, બી માં, ચાલ હું
બેળીશું; મારે કેવાંછે કંકણ હાથ, જોજે મારે કેવાં કંકણ હાથ–છોક.

ચંદ્રહાસ–

તમે માયાળુ દિલ દયાળુ, સૌના કહ્યા વિના હું નહીં આવું;
માત પિતા તમ ભ્રાત કોપાવું, વિષયાજી એ હું સત્ય કહાવું.
ના ના નહીં હું તો ત્યાં નહીં આવું, મને ના વળગો;
જાઓ તમારે મારૂં શું કામ છે, તમે મૂકો મારો હાથ. કહું–છોક.

વિષયા– ૧૯

પિતુ આને કહોમારે તપીને, શિશુ વયમાં કૃષી તનમાં;
નહીં કરમાં નથી બળી હા—
કરો કરૂણા, નહીં જાવા, બોજો શું એ, શારે ધરીલે,
જુલમજ છે જો આકરી ચાકરી બળથી સોંપશો— પિતુ.
જુઓ મુખડું, તમો એનું, ઘણું સુકયું, શુણી ચિંતા;
અકલનું એ રે ઉમદા, ક્ષણમાં કરશે બિચારો— પિતુ.

ધૃષ્ટબુદ્ધિ— ૨૦

હા હાની યાતજ આમાંથી, ભાગત થઇ સાથી;
મારા ઘરમાંથી થાવો કેર, મોટી ભૂલ, પેઠું શૂળ.
રાખ્યો ઘરમાં પુત્રી સ્થળમાં આ કાળ સુધરવું રે.—હા.
હૈયું ઠારે, એને મારે કરી ખટપટ ઝટપટ શિર કટવન,
મુજ દિલ શોક જાય ન તક હણાવવા— હા.

મારા સાથે મૂકું રાતે, પગકર ચખ તરતજ કરે,
હાજરજ ઉખેડી નખ પીવું કઇ તક રૂધિર—હા. હા.

૨૧

કુલિન્દસિંહ—તુજ જીવ્હા વાર વાર, કરે ખ્વાર,
તુજ મનનું ભૂવન ફર્યું ક્ષણમાં વિચાર—તુજ.
વદતાં વાંકું વેણુ વિચારછ,
ધૂળ મળે ડહાપણુ વણુ સમજે,
શિયળ સ્વરૂપમાં શુભ એણે દેહ ધરી,
ચિત્ત બળે, દુઃખ ધરે, તુચ્છ બોલ માર—તુજ.

કુલિન્દસિંહ— ૨૨

બહુ થાવું તારૂં બુરૂં. જાની, માની, હાની—બહુ થાવું,
અપમાની બોલો બકી, જાછ ખેદ પામે નકી, યશ હળવે,
બોજ બળવો મિત્ર છળવો ચિત ચળવો, ગર્વ ગળવો—જાની.
મુરખ તારી મતિ નાઠી, થયો અંધ દશા માઠી,
ભાવી ફાવી, લજ્જા નાવી, ખ્વારી તારી થાવી, ના તેં,
ભાળ્યું આળ્યું, વૃથા ગાળ્યું, આયુ તારૂં, બેની મારી,
શુદ્ધ નારી, પ્રભુ પ્યારી, ટાળી જાની, માની.

હીરજી— ૨૩

હવે ફાવ્યો છું, આવ્યો છે દાવ, બંધ બેઠો છે મારો ઉડાવ,
હવે દુબાડું દુશ્મન નાવ, નાવ ઉતારૂં ઊંડો હું મારૂંજ ઘાવ,
ત્રિકમા તારૂં તો કાઢું હું મૂળ, આડો આવે છે મોટું તુ શૂળ,
મહેનત મારી તુ મેળે છે ધૂળ—હવે.

રાજા રાણી માંહે પાડી છે ફૂટ, કુલિન્દસિંહથી પાડી છે તૂટ,
બંદા ફરે હવે છાકમ છૂટ—હવે.

## વિષયાની સખીયો. ૨૪

એ વીણા મન હારી, મોહને કરધારી, શુણી વ્રજવન,
ખેચ્યું તનમન, ઘેલી ગોપીયન, ચાલી વન વન, એવી
વ્રજચંદે નાંખી રસ છંદે—એ વીણા.

સસસા સાનીધધ સારેગસા, એવા શિવજીએ નાદ શુણ્યા
સાગગગગગ, સામમમમમ, પનીનીનીનીની, પસાસાસાસાસા,
ગપપપપપ, ગનીનીનીનીની, ગસાસાસાસાસા—એ વીણા.
એની ધુની બધે વ્યાપી મોહ્યા સુરનર સૌ વેગે, રેધ સાગરેસા,
રેસાનીધ, મમપધ, મમપધ રેસાનીધ, અધર ધરી છે અવાજ આપતી.
સનન સનન સનન ગાજતી, (૨) થનન થનન થનન નાચતી (૨)
છનન છનન છનન ગાજતી, (૨) ધ, પ, મ, ગ,
રે, પ, મ, ગ, રે, સા—એ વીણા,
સાપપ (૪) સુરમાં ડોલે છે, (૩) ગરેસા, મગરે
ધનીસા, (૨) કીડધતટ, ધા કીટધા, કીટ ધાધાધા, પધની, રેરેરેરેરે
રેરેરેરેરેરેરે, સારેગ ધની નીસા, ધની નીસા ગીરધારી ધની નીસા,
ધની નીસા, સારેગ, મોર્છના, રેગમ, ગ્રામમાં, ગમપ, સુરમાં,
મપધ, તાનમાં, પધની, લાગમાં, ધનીસા, ડાટમાં સાપગસા,
સાગપસા, સાગ મગરેસા, સારેગરેસા, પગમગરેધપ, મગરેપ
મગરેસા—એ વીણા.

**કુરો ને એગલ—　　　૨૫**

ચાલો ટાણે કાઢીએ એનું કામ એનું કામ એનું કામ એનું કામ,
વખત વટયોંસે એલા વાર નવ કીજેરે—વખત.
બહુરે દિવસ થયાં બડદ મળ્યું નથી, શુકન પકવવા
સુઆરે મથીજ મથી, આરે સોકરડો મારી લઇએ દામ. (૩) વ.
ખાતર પાડયાં ને ભાઇ ખુન પણ કીધાં, ઘણાંરે ઘણાનાં
ભાઇ રૂધિરજ પીધાં તોય બસીજ નહીં એ બદામ,
ખાવા નામ, એરે રામ —વખત,

**ચંદ્રહાસ—　　　૨૬**

વખત વિચારો શ્રીહરી તમે આવો મારી વારે.
તમે આવો મારી વારે,
પ્રભુ તમારી મુજને સહાય, ત્રીકમ તુરતજ ધારે,
તમે સહાય કરી સૌ ઠામ, ભક્તની ભીડ ભાંગી,
કેમ કરો છો વાર બીરદ એહા લાગી રે શું લાગી,
નથી કોઇ માને બાપ (૨)મારે તુજવીણુ પ્યારા, રેવીણુ પ્યારા,
નથી કોઇ બંધુ બેન, સખા એક વણ તારા,
અંગદ દેશ છોડયો માત તાત મરણ પામ્યાં,
દાસીએ ઉછેર્યો મૃત્યુ પામી તોય વામા,
કુર છે સચવી મુંને મારવાને લાવ્યા,
વિપ્ર વચન સાંભળીને દુષ્ટને ઠરાવ્યા.
પ્રૌઢ દુઃખ તો પડયું (૨) પ્રભુ બ્હેલા આવો બ્હેલા આવો,
કેમ નહીં આવે નાથ, શરણ વત્સલ કાવો

સતી દ્રોપદી ચીર (૨) પુર્યાં લજ્જા રાખી, લજ્જા રાખી
થંભ ફાડી પ્રલ્હાદ ઉગાર્યો જગસાક્ષી જગસાક્ષી.
ધ્રુવ અને અંબરીષ, (૨)વધાર્યા બહુ નામીરે બહુ નામી,
ગજેંદ્ર કીધી સહાય, ગ્રુડ માર્યો સ્વામિ-
શીદ વાર કરો નવ નાથ ઘટે, કહો આપ વિના દુઃખ કોણ કટે
રતનાકરની દુહિતા રોકતી, જનની તુજને મુજ છે વિનતિ,
તન માતને હોય વધુ ગમતો જનુની નવ રોક તું કાળ જતો,
મુને મારશે નાથ (૨) લજ્જા કોની જાશે કોની જાશે.
એ વિચારો વાસુદેવ, ઉભો અહીં તુજ આશે.
તમે સાય કરી સૌ ઠામ, ભક્તની ભીડ ભાંગી.

કુલિન્દસિંહ— ૨૭

ચાલોજી પ્યારા પુર માંહે ચાલો, અશ્વે સવારી કરીને રે—પ્યારા પુ.

ચંદ્રહાસ!

પિતા ચાલો હું ઘોડે પલાણું, નીતિ એ કયાંની કહોને વડીલરાય-પ્યા.

કુલિન્દસિંહ—

શાબાસ વાલા સમજ તારી, વિવેકી વાણી ન મુખેરે જાય કહી-પ્યા.

ચંદ્રહાસ

કહ્યો મુખેથી પુત્ર મુને તો, હવે મુકું કેમ નીતિરે તાત તહીં-પ્ય

કુલિન્દસિંહ—

અહીં છે બીજો અશ્વ નોકરનો,

ચંદ્રહાસ—

બેસું છું બાપુ જો ઇચ્છા તમારી થઇ—પ્યારા પુરમાંહે,

શિકારીઓ-મહારાજ કુંવર આવો, અહીં કોણ તમારો;
તન તેજ તિલક ધારી, નૃપ હોય હમારો.
ચાલાકી, ન બાકી, રહુતાકી—મહારાજ કુંવર.

કુલિન્દસિંહ-વન માંહે હરી આપ્યો, મેં કુંવર સ્થાપીઓ;
સુણી બોલ મુખ પ્યારા, મુંને પ્રેમ વ્યાપીઓ-ચાલાકી.
મુજ ભાગ્ય ઉદય જાણું, આ દિવ્યતન મળ્યો;
શિર વાંઝીયાનું મહેણું, હરી મુક્ત તેં કર્યો -ચાલાકી.

શિકારીઓ—
ધન ધન ઘડી આજની છે રાજ રૂપ એહ,
પૂરમાંહે પુરી ખુશી, વધામણી દઇએ જઇ;
છે પ્રણામ છે સલામ મેહેરબાન સાહેબ નિગાહ રખીએ-ચાલાકી.

કુલિન્દસિંહ-રૂપ ગુણમતી છે વિશાળ ભાળ ઝળક વંત;
જાણે કેમ કૃષ્ણ તન, કામ બીજો પ્રદ્યુમન
માન્યું મન, છોડું વન જાઉં ભૂવન કુમાર પ્રયાણ કરીએ-ચાલાકી

શિકારીઓ-મહારાજ કુંવર આવો અહીં કોણ તમારો.

યોગીની— ૨૯

અહો દુઃખ મુજપર અપાર, આવું કેમ પડયું કિરતાર;
જાર ઠરી કેદ કરી, રોઉં આંખો ભરી ભરી તજી મુંને ભરથાર,
પાપ પૂરાં હશે કર્યાં સંચીત પુરવ અડયાં, નાર ગણાણી જાર;
પુત્રી દુઃખી પેટ પડી, દિલાસે દિવસ ગણી કાઢયો બહુ બહુ કાળ;
મરવા છે મન મારૂં, જીવવા ન હરી ધારૂં, ખેંચ દોરી આ વાર;

૩૦

**ચંપકમાલીની**-માડી તું મને વઢે છે, પળકે પાછી હસે છે;
**યોગીની**-પુત્રી માતાની પ્રીતી, દીકરી છે દુજી રીતી.
**ચંપકમાલીની**-ઘડીકમાં તું ધમો મારી, કરડી કરતી આંખ;
ઘડીકમાં તું છાતી સાથે, દાબી થાતી રાંક.
આવ મારી વહાલી, આવ મારી લાડકી;

**યોગીની**—

બીજું કોણ તુંને મારી વહાલી કહે, બીજું કોણ તુંને બચી લીએ-મા.
**ચંપકમાલીની**-ખાઊં નહીં ખુણામાં બેસું, રીસાઊં તારી પાસ,
પરાણે પકડી ખાવું દેતી તારે હૈયે હોંસ;
મારી દીકરી રીસાઇએ નહિ, મારી વહાલી સંતાપીએ નહીં.
**યોગીની**-તું કેદમાં ઉછરી છું, તું દુઃખમાં ઉછરી છું—માડી.

૩૧

**સુમન**—આજ કોંતલરાયનાં કુંવરીને, શણગારો સજની;
લઇ જાવાં છે પિતાને જોવારે, શણગારો સજની.
પેરો બા હાથમાં છલ્લાં;
નાનાં નાનાં પગમાં કલ્લાં.
**ચંપકમાલીની**—લાવો મારી હાથની ચુડી,
**સુમન**—ઘુઘરીયાળી ઘાઘરી રૂડી;
**ચંપકમાલીની**—એ તો હું પેરીશ,
**સુમન**—શાણું સુલક્ષણાં છે કુંવારા રે—શણગારો.
ઓઢણી આમ પેરાયે,
છેડો બા આમ નખાયે;

**ચંપકમાલીની**—હાર તો આમ રખાયે.
**સુમન**—છુટી લટ આમજ જાએ,
**ચંપકમાલીની**—એ તો મુંને આવડે છે,
**સુમન**—લાગે બોલકાં પરાણે પ્યારાંરે—શણગારો.

૩૨

**ચંપકમાલીની**—ડરે ન માતુ માહરી, હૈયે તું રાખ પૂરી હામ.
દોડી હું જાઉં એના કાન જગાડું નામોશી લાવ્યા છે નામ,
પિતા કેવી નામોશી લાવ્યા છે નામ, ન મ માતુ માહરી.
ઉઘાડું બારણાં, લેતી ઓવારણાં,
કટ કટ કટ કટ પોંચું મેડી ધામ, ધામ માતુ માહરી.
કહું બધી વાતડી, કાઢીને છાતડી,
વાહ વાહ પૂર્યાં છે કેદ ઠામ, ઠામ માતુ માહરી.

**ચંપકમાલીની**— ૩૩

કાઢો મુખે આવી કાહાણી. પિતા નોગે સુજનની વાણી.
નાવ્યા કદી પૂછવા કેદે મોટી થઇ, બોલી જબરો,
વાહા લવરી. નથી કુંવરો, નોતી તમારે રાણી—કાઢો.
પિતા નિજ તનુજા, દ્વેષી થઇએ નહીં, અતિ કરતા,
નથી ડરતા, જગ કરતા, પિતા મોટા છો જ્ઞાની—કાઢો.

**ચંપકમાલીની**— ૩૪

મુખ મીઠા બોલા ગોલાનું, ધરશે જેરે કાન;
કુળનું ખોદી કાઢી પીટયા, કરશે તે હેરાન.
ભલાજનોને પીડી રોયા, મનમાં રાજી થાય;
બીજાની આંતરડી બાળી, ને પોતે હરખાય.
મુઆ હીરજી, લવલવાટના પીરજી, મરજો તારો વીરજી.

સફર— ૩૫

નથી નથી એવી મુજ જનુની શુદ્ધ સતી શુદ્ધ મતિ;
શુદ્ધ છતી, શુદ્ધ ગતિ;–નથી નથી.
મુખ ઉચરો કુળ કીર્તિ લજવાએ છે, બહુ સમજુતણું ભૂષણુ તો
જાએ છે, શા છો, શાણા, વિદ્યા ભણ્યા–નથી,
અંધ અતિ મંદ મતિ થઇ છે તમારી ઘણી.
શુદ્ધિ છોડી, બુદ્ધિ થોડી શું વદો ખોટું હે પિતા.
જાણી ચોક્ષી, આવી ઠાસી, પછી પસ્તાશો, પૂરા યાદ કરો–નથી

સુમન— ૩૬

રાજદ્રોહી ક્રૂર હીરજી તમોને ધિક્ક છે.
રાજ સુતા બાળ સુત્તાનો ભમાવીયોરે પિતા–રાજ.
હાની કરી શી કુંવરી તમારી, બાળી ભાળી કરૂણા ટાળી
કાંઇ ઇશ બીક છે–રાજ.
માતા ને પુત્રી માડી દશામાં, બાળ ઘાતી કઠોર છાતી.
કાંઇ સમજી શીખ લે—રાજ.
કટકે રોટલે કૂતરો ધણીનું, રૂડું વાંચે અંગ સાચે
શ્વાનથી તું નીચ છે. (૩)

સુમન— ૩૭

અરે બાળ કુંવરી પર શો જુલમ, ભરૂસે હું લાવી ખોયો ભરમ
પેત ખુન મારૂં થયું છે ગરમ, મુકી રાજભક્તિ થયા બે શરમ–અરે

મુને મારતા નાથ કારી જખમ, તજી ન્યાય હિંમત થયા શું નરમ–અરે દેવો રાજ રાણી શો ઉત્તમ શરમ, અરે સ્વામી ફૂટયાં શું મારાં કરમ–અરે.

દરબારીઓ— ૩૮

ગાઓ સુંદર સુર તનનનનન, દીધ્મ તનોમ (૨) આજ પૂરમાં સહુ શૂરમાં, ખુશી ઉરમાં, તુમ દીર દીર તાનાના (૨)—પ્યારે. કુંવર સ્થાપી ગાદી આપી, કુલિન્દ મહારાજાનો જય. હોંસે સત્તા આપી. બુદ્ધિ માપી, કીર્તિ વ્યાપી, ગાયે સભાજનરે, નિત્રોમ તનનનનનનનન (૩) ધેરેતના ધેરેતાના તુમ. દીર દીર તાનાના, તુમ દીર દીર તાનાના, પ્યારે ગાઓ સુંદર સુર તનનનનન.

૩૯

કુલિન્દસિંહ—તખ્ત સોપું સમશેર સાથ, તનરે,
ખસે ન ન્યાયે; લક્ષ્મીની લાલચેં,
નહીં ચળે કોટી દ્રવ્યે, તુજ મનરે. (૩) તખ્ત
સુંદરી રંભા તું નહીં થાય વશ
વાચ કાચ સાચો પુત્ર ધન્ય ધન્યરે (૩) તખ્ત.

ચંદ્રહાસ—વડીલ ચલાવું રાજ ન્યાય નીતિ,
અધર્મી મૂળ કાઢું મારી રણુ રે. (૩) તખ્ત

કુલિન્દસિંહ—બેશ સિંહાસન મુગટ ધરી શિર.

ચંદ્રહાસ—આજ્ઞા ધરી શીર બેસું ન્યાયાસનરે. (૩) તખ્ત.

કુલિન્દસિંહ— ૪૦

ભેટું રે પ્રીય બાળ, અંતરમાં વહાલ આણીને
મુંજ ઘેર આવી મિત્રની પુત્રી, સાચું સ્થાનજ જાણીને,
કેદમાં ઉછરી માબાપ વિછુરી, શુંથી પિતા વિષવાણીને,
લાડ લડાવું ભાણીને.

ધૃષ્ટબુદ્ધી ૪૧

જાઓ બસ બસ હાલ મિલ્કત તમ રાજ,
લાવો બધું તમને શિખજ આપું, કુશળ તમારૂં ઇચ્છો--જા.
રાજમાંથી કાઢું બારે, કેદ કરૂં આણી વારે--બસ

કુલિન્દસિંહ

આ હોય કરવાનું તો ખબર લઇશ હુંય મૂકી ચુકી,
કુંવરને મુંને છેતર્યો છે, ઠીક જોઉં છું હું જોર તારૂં.
રાખું સામે જે છે સૈન્ય મારૂં, ધર્મ યુદ્ધ કર, પછી આપું જર
આવ સામો આ કાળ ભીડું, કીધું કપટ હુંથી તે તુંને
ખેદ થાવો રે.

ધૃષ્ટબુદ્ધિ--જાઓ બસ બસ હાલ મિલ્કત તમ રાજ.

વિષયા— ૪૨

કરી ભૂલ પિતાએ, નકીજ પત્ર મહીં,
વિષયા લખતાં વિષ તો લખાયું, આતો છેલ છબીલો હણવો
હોય ને—કરી.
માટે સુધારૂં આ પત્ર હું તો, ગજબ થાય બંધુ ઝેર આપે અર્થ
આ ગ્રહી—કરી.

૪૩

સુકેલી આ વાડી, થાશે લીલી નવ પલ્લવ પામી,
જોશો એવું જેદી, અહીં આવશે વિષયાનો સ્વામિ.

વિષયા— ૪૪

પ્રભુ વિલંબ ન કરશો રે પત્રની માંહી,
કાંઇ મનમાં ન લાવે વેહેમ ભ્રાત
એજ કુંવરને વરવું મારે, મનમાં નિશ્ચય મેં કર્યો.
કયે ભ્રાત મુજ વાત વિચાની.
કરી કરે દિલ શાંત— પ્રભુ.

કોંતલરાય— ૪૫

નીચ તુંને મારૂં મારે હાથ,
હરામી કુટુંબ મારૂં કરી દીધુ પાયમાલ—નીચ.
અરે મારી નારી પ્યારી,
દુહિતા વિનાશન,તારા ટુકે ટુક કરૂં
ગરદન મારૂં તુંને— નીચ.

ચંદ્રહાસ— ૪૬

જય જય તું શ્રીકૃષ્ણ નવ નિત આનંદ ઘન.
રૂપ શૃંગાર સુખમય વિલાસી,
મદન મન મથન વ્રજ ગોપકુલ રતન એ
પરમ સુંદર પ્રિયા, સુખ વિલાસી,
અયન મુખ ધરન વ્રજ વધુકી પીડા હરન,
ગિરીવર ધરન નવ રસ વિલાસી.
નીલઘનશ્યામ તન, ભક્તવત્સલ પિતા,
જનમ પ્રતિ જનમ, મમ સંગ સાથી. જય જય.

સ્ત્રી મંડળ—                ૪૭

વેગે આવ્યો ને હુકમ લાવ્યો અને આવ્યો થઇ અસવાર.
અરે હાંરે થઇ અસવાર લાવ્યો લગન પત્રી હાથ;
પરણી બાલુડી હો રાજ, સુંદર વરને લાડકડી પરધાન,
તારી શોભે છે શી આજ—વેગે
અમે ઘડીયાં તે લગનજ લીધારે, આનંદ ભર્યા.
અમે ગાંધર્વ વિવાહ કીધારે, આનંદ ભર્યાં.
આવ્યો ઘેર જમાઇ અજાણ્યોરે, આનંદ ભર્યાં.
તે મળતાંજ વીવા માણ્યોરે, આનંદ ભર્યાં.
જુગ્તીવાળી, છે અમ બાળી, વિપયા વ્હાલી, છે રઢીયાળી,
નાચ નચાવે, હાલા હલાવે, કાન ઝલાવે, પતિ મનાવે—અમે.

સૈન્યનાં માણસો—                ૪૮

ભાઇ ચાલોરે, તિર ભાલોરે હાથ ઝાલોરે, થયો હુકમ જવાનો
ગામગામ—ભાઇ ચાલોરે,
છ માસની છે નોકરી, જાવું ભિન્ન ભિન્ન ગામ,
કુંજુસ કારભારી મળ્યો, દીએ ન પૂરાં દામ,
એને શું કેવુંરે દુઃખ સેવુંરે, ચૂપ રેવુંરે, એને રખડવું ઠામ ઠામ-ભાઇ

૪૯

ચંદ્રહાસ—પ્રિયા ધન્ય છે તમારૂં ! હેત સાચું પ્યારૂં,
ભૂલ્યાં નહીં તમો ચિત્તથી મુજને, રૂપ શીળ વારૂં (૪)-પ્રિયા.
તમો સુનયના મુગ્ધા નવોઢા મુખતેજ, નિરખું ન્યારૂં (૪)—પ્રિયા.

વિષયા— ૫૦

થયા છોરે પતિ તેજ પ્યારી તનનાં, ઉર હસી વરી આજે, તનના
છેલ છબીલા રૂડા રંગીલા, રાજપુત્ર પ્રખ્યાત,
જોયા બાગે, અનુરાગે, ચિત્ત લાગે, કેમ ત્યાગે, પ્રભુ તે વખતે
મેં તન મન તમને અરપ્યું થઇ રાજી—થયા.

ચંદ્રહાસ—કૃષ્ણ કૃપાએ તમોજ મળીયાં, દિલમાં જે ચિત્ત ચાહ
નોતું નક્કી, નોતી વક્કી, નિશ્ચા પક્કી, વિધી લખી;
પ્રિયા ઉત્તમ તન બની ઠની દેવસુંદરી, પદમણી મળી આજે-થયા.

વિષયા—મેહેલ જતાં તે દી તરછોડી, હવે ન મુકું હાથ;

ચંદ્રહાસ—ચાલો આવું, મન ભાવ્યું, કેમ નાવું પ્રિય કહાવું;
હવે હાજર છું તન મન ધન દેવા, જેમ પ્રેમ છાજે.

વિષયા— ૫૧

તાતનો ભરૂંસો નથીરે, મુનેરે, મારા તાતનો ભરૂંસો નથી.
પ્રીતમ થાળજ, કારણ તમને, એકલા મૂકે એ રીતી કોણે કહીરે-મુ

ચંદ્રહાસ—

જલદી હુકમ થયોરે જવાને પ્રિયા, જલદી હુકમ થયોરે.
હુકમ ધારણ કરૂં હું મુજ શિર, જાઉં નકી રોકવા હઠ ન લ્યોરે.
હુકમ થયો હું નવ રહું, વડીલ એ કેહેવાય,
પ્રિયા આમન્યા એમની, નવ હુંથી લોપાય—જવાને પ્રિયા.

વિષયા—પ્રીતમ ઉષાને નડયો તેનો તાત અસુર.
આ પણ સ્વામી જાણજો. બીજો બાણાસુર—તાત.
અનીરૂદ્ધને નાંખીયો, કારાગૃહની માંય,
દાદાએ છોડાવીયો, આવી ત્યાં યદુરાય—તાત.

ચંદ્રહાસ—

જે કૃષ્ણે છોડાવીઓ, તેની મુજને સહાય,
ફિકર કરે મા પ્રેમદા, પ્યારી મુજ વિષપાય—જવાને.
જેને સહાયક શ્રીહરી, સ્યામા કહું છું સાચ.
વાળ ન વાંકો તેહનો, નાવે ઉની આંચ—જવાને.

કૌંતલરાય— ૫૨

જગદીશ તારી કરૂણા વિચારી, મુજ શિર બાળી, બગડી વાળી,
મળી પ્રાણ પ્યારી, જે મૃતક ધારી, તે સજીવ નારી, નજરેભાળી.
પ્રિય કર તું માફ, તુજ હૃદય સાફ, મુજ ઉગ્રપાપ, જય સતવાળી.
પ્રીય એ લલાટના લેખ વાત, તુજ પાપી નાથ, મેં હદ વાળી.

યોગિની—

નાથ નવ વદીએ, એવાં વેંણ, હવે થાય છે. એ દુઃખ દેણ,
કાઢયું ઇશ્વર, મારૂં કેણ, યાદ કરો નહીં, એ દિન રેન.

કૌંતલરાય—

સંભારૂં બોલ. વરવાનો કોલ, તે કરતાં તોલ, રહું ચિત્ત બાળી.
તુજ સત્ય ટેક, જાણી ન છેક, તુજ વૃત્તિ નેક, નવ સંભાળી.

યોગની—

સ્વામી વિસારો એ વાત, કરી કસોટી, એ જગ તાત,
પુત્રીને મળવા મુજ મન, આવે ક્યારે, આપ ભૂવન.

કૌંતલરાય—

પુત્રીનો યોગ [illegible]ાનો જોગ, ટાળે વિયોગ, હરી આ કાળી.
વળી મિત્ર મા[illegible] [illegible]ગીરા પાપ, કીધાં અમાપ, તને બાળી—જગ.

**હીરજી—** ૫૩

બેડીયું પગમાં પેરી, ટપલાં માથે ખાતાં ટોપલા સારતા.
હોદ્દે ચડી છકયાતા હુંપદે, અંધ થયાતા મદમાં ભૂલી ભાન—બેડી.
હાલ થયાં, એ હાલ થયા, ઘરમાલ ગયા, સુખપાલ ગયા,
નવ કાલ રહ્યા, નવ ચાલ રહ્યા, નવ બાલ રહ્યા,
શિર ટાલ વધ્યા, નવ કોઇ દયા કે ખબર લહ્યા—બેડી.
એક દી કારભારી બની, ઘોડા દોડાવતા, ને રોફ બજાવતા;
હીરજીભાઇ કહી સૌ, સલામું ભરતા, ને નજરાણાં ઘેર આવતાં.
ઇએ દાડો હતો, ને આજ સડકું ખોદીએ છીએ, કાજીઉં
પીએ છીએ, ને ડેબાં ખાઇએ છીએ, ઇએ દાડો.
રાજના દ્રોહી થયા સાચાંને સંતાપી કમોતે મારતા—બેડી.

**ચોર—**

ખાતર દેવા ગયાતા ખાંતથી, દીકરો થઇ પહોંચી ગયા દરબાર;
બહુ ખુન કર્યાં, બહુ દ્રવ્ય હર્યાં બહુ પાપ ભર્યાં મહા ચોર ઠર્યાં.
બદખોર ઠર્યાં, દરણાંય દળ્યાં, દોરડાંય વણ્યા, ઘરબાર બળ્યાં;
કડલાંય ધર્યાં, હેડમાંહે પડયા—બેડીયું
સુખે મજુરી કરી રોટલાં ખાતા, બાયડી છોકરાંમાં મોજું કરતા;
ને નિરાંતે ઘેર જઇ સુઇ રેતા, ત્યાં ખુન કરવાની ખાહેસ ધરી;
બેટમજી ખાતર પાડવાની હિંમત કરી, મારે ઠગ બાજે
દીકરો કરી લીધો છેતરી.
લાખની પુંજી ઉપર બેસવા લાલચે, ઝાંઝરીયાં ખખડાવતા—બેડી.

**વિજયા-ચંપકમાલીની—** ૫૪

સુનીવર પુત્રીઓ જાણી, આશીષ આપો અમને સાથ,
મન માન્યો કંથજ મળ્યો, એ તાત તમો કરૂણાય,

સંસારે સુખ પામીએ, વિપત્તિ દુરજ થાય—મુની.
અમો સૈયર સંપી રહી, પતિ સેવામાં લીન,
કર્તવ્યો સંસારનાં, કરીએ થઇ આધિન—મુની.
ગાલવ—રાજ સંપત્તિ પામશો; ટળે તવ વિઘ્ન બાળ,
પરાક્રમી પુત્રો થશે. મકરધ્વજ પદ્માક્ષ.
બીડે અર્જુનની સંગાથ થાશે, અશ્વમેધમાં ખ્યાત-મુની.

૫૫

ચંદ્રહાસ—જય ઇશ શક્તિ દે તવ ભક્તિ, દેવી છો દિવ્ય શરીર (૨)
મયા કરી ભાંગી ભક્તની ભીડ,
કામરે વનમાં વૃંદારે વનમા તેં ધર્યા વિધવિધ રૂપ;
જનકને ઘેર જાનકી રૂપ, વરી તું રઘુકુળ ભૂપ-(૨)
અસુરને હણવા પૃથ્વી પીડ—જય.

સૌ પાત્રો મળી ૫૬

જેને સહાય જગ ત્રાતા, તેને કોઇ નહીં દુખદાતા,
સુખદ સહુ સુલભજ થાયે—જેને.
રહે ધર્મ, કર્મ માંહે સાચો વિશ્વાસે નથી કાચો
નવ પડશે કદી પાછો, જે તેહ નડે, સુખ ખડે
ભોંય પડે દુખી થાતા-જેને.
ગ્રહી જગત પિતાની નીતિ, પાળી છે ખરી પ્રીતી,
કદી વિપતિ પણ અંતે, તેનો જય છે સત્ય તરે,
શ્રેષ્ટ ઠરે, જગ ખ્યાતા-જેને.

સમાપ્ત.

# જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી, મોરબી તળપદમાંથી તથા જે જે શહેરમાં અમારા આડતીયાં બુકસેલરો છે, તેમની પાસેથી, રોકડી કિમ્મત મોકલી, અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | રૂ. આ. પા. |
|---|---|
| ભર્તૃહરી નાટક મોટું... | ૧—૦—૦ |
| સદર ગાયન. | ૦—૨—૦ |
| ચાંપરાજ નાટક મોટું... | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| રાજસિંહ નાટક મોટું. | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| રાણકદેવી નાટક મોટું... | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| ત્રિયારાજ નાટક મોટું... | ૧—૦—૦ |
| સદર ગાયન... | ૦—૨—૦ |
| ત્રિવિક્રમ નાટક મોટું. | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| જગદેવ પરમાર ગાયન. | ૦—૨—૦ |
| ચંદ્રહાસ મોટું. | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| પૃથુરાજ ગાયન | ૦—૨—૦ |
| સીતાસ્વયંવર ગાયન... | ૦—૨—૦ |
| ઉષાહરણ ગાયન | ૦—૨—૦ |
| કેસરીસિંહ પરમારનાં ગાયન.. | ૦—૨—૦ |
| વીરબાળાનાં ગાયન.. | ૦—૨—૦ |
| દેવયાનીનાં ગાયન ... | ૦—૨—૦ |
| રાજતરંગ નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| વિબુધ વિજયનાં ગાયન | ૦—૨—૦ |
| સરસ્વતી નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| રમારાજીતના ગાયન. | ૦—૨—૦ |
| મદાલસા નાટકનાં ગાયન | ૦—૨—૦ |

મુળજી આશારામ ઓઝા.